

# શ્રીગોકુલેશ પાઠશાળા

## વર્ષ ૨ અંક ૫

## ભાદરવા સુદ ૧૧, ૨૦૬૪

## શ્રીદાન-પરિવર્તિની એકાદશી વ્રત

શ્રીવલ્લભકુલભૂષણ સકલ શાસ્ત્ર શ્રુતિધાર,
વકતા કર્તા રક્ષક શિક્ષક ધર્મ સુચાર.
શ્રીસુરેશપ્રભુ એક જે શ્રીગોકુલ ઘરના ઘણી,
રાખી સૃષ્ટિને નિજચરણે, ધરી સિદ્ધાંતની છડી.

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ સૌને દાન એકાદશી અને વામન દ્વાદશીની અંતઃકરણ પૂર્વક વધાઇ. સાથેજ શ્રીહરિરાયચરણ, શ્રીગોપીનાથજી પ્રભુચરણના ઉત્સવની આગમ વધાઇ.

વધું ન કહેતાં કેવળ આપણે આ ઉત્સવને માણીએ, અને સાથે શ્રીગોકુલેશ પાઠશાળાનો અંક માણીએ, અને જાણીએ શ્રીમહાપ્રભુજીના પુષ્ટિમાર્ગને.

આપના મનમાં રહેલ માર્ગના પ્રશ્નોને આપ અમને આ email :- pathshala@email.com દ્વારા સંપર્ક કરી શકો છો.

ભાવત્ક

દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)

।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગુરુ શિક્ષા - ૧૧

# કૃષ્ણની ઝંખના- ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

## સેવા એક સંપૂર્ણ જીવન પ્રણાલી છે :-

બ્રહ્મજ્ઞાનનો જે માર્ગ છે ને તે બહુ દુ:ષ્કર છે આપણા ઘર ગૃહસ્થનું જે જીવન છે તેજ વિશિષ્ટ છે. એજ આપણા વિશેષતા વાળુ છે. તેથી તમને દરેક છૂટ આપવામાં આવી આ જગતમાં કાઇ પણ છોડી દેવાની વાત નથી. પણ દરેક વસ્તુને જોડી દેવાની વાત છે. છોડવાનું કાંઇ નથી પરંતુ તમારી દરેક કામનાને તમારી કામના સંબંધિત વસ્તુને તમારા સ્વામિ સાથે જોડવાની છે છોડવાની તો વાતજ નથી સિદ્ધાંત રહસ્યમાં જ્યારે શ્રીમહાપ્રભુ આજ્ઞા કરી રહ્યા છે કે

અસમર્પિત વસ્તુનાં તસ્માદ્ વર્જનાચરેત્.

સેવાકાનાં યથા લોકે વ્યવહાર પ્રસિદ્ધ્યતિ.

(સિદ્ધાંત રહસ્યમ્)

ત્યાં બહુ મજાની વાત શ્રીપુરુષોત્તમ ચરણ બતાવે છે. શ્રીપુરુષોત્તમજી અને શ્રીલાલુભટ્ટજી આ પુષ્ટિમાર્ગની બે આંખો છે. હું જે ગુરુપરંપરામા મોટો થયો છું તે ગુરુપરંપરાની નોંધ લઇ લો. એક આંખમાં પણ કાઇ તકલીફ આવી જાયતો Vision will be lost < vision intact નહીં રહે. તેથી શ્રીપુરુષોત્તમજીની દષ્ટિથી શ્રીમહાપ્રભુજીની વાણીને જોઇશું તોજ આપણે શ્રીમહાપ્રભુજીની વાણીને જોઇ શકીશુ. અને શ્રીહરિરાયચરણના શિક્ષાપત્રોને સમજવા માટે શ્રીગોપેશ્વરજી બનવું પડશે. જો શ્રીગોપેશ્વરજી નહીં બનોને તો શ્રીહરિરાયચરણની વાણી ઉપરથી જશે, સમજાશે નહીં. તેથી આજે શ્રીહરિરાયચરણની વાણી અભ્યાસ કરવામાં આવે છે. વંચનમાં લેવામાં આવે છે પણ આચરણની હું સ્પષ્ટતા નથી કરતો, કારણ શું છે કે શ્રીગોપેશ્વરજીની સ્થિતિમાં આપણે આપણી જાતને મૂકી શકતા

નથી, શ્રીગોપેશ્વરજીએ વિકળતામાં બિરાજી રહ્યા હતા જ્યારે આ પત્ર તેમના માટે લખાયા, અને એ વિકળતાને કેવી રીતે દૂર કરવી. તેના તમામ ઉપાયો આ પત્રમાં આવી ગયા. અને એજ વિકળતા દરેક પુષ્ટિમાર્ગી માટે પણ જરૂરી છે. તમે તમારા સ્વામિ માટે એવી બેચેની ઉત્પન્ન કરો કે જે બેચેનીમાં તમે એ શિક્ષણ મેળવી શકો. પુરુષોત્તમજી આ સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં બતાવે છે કે ભગવત્ સુખની કોઈપણ વસ્તુ શ્રીપ્રભુને અંગીકાર કરાવવી જોઈએ, સામગ્રી, સિદ્ધ થાય, વસ્ત્ર ધારણ કરાવવામાં આવે, અથવા જીવનની કોઈપણ જરૂરીયાત છે તે શ્રીપ્રભુને અંગીકાર કરાવવામાં આવે ત્યારે માત્ર શ્રીપ્રભુની દૃષ્ટિથી જ થવુ જોઈએ, પણ આ બધી વાતો આદર્શ છે. આદર્શને મનુષ્ય જોઈ શકે છે. પણ એમાં એ ઉતરી શકતો નથી. આદર્શનો બીજો અર્થ છે દર્પણ. દર્પણ કેમ ? કારણ ? દર્પણમાં તમે જોઈ શકો છો તમે તમારું પ્રતિબિંબ જોઈ શકો છો. તેમાં બેસી શકો છો ખરા ? એટલે કહેવા હું એજ માંગુ છું કે શુદ્ધ પુષ્ટિની કોટીના જે ભક્તો છે તે તો માત્ર ભગવદ્ સ્મરણથી બધુ કરી ગયા પણ આપણા જેવા ને અત્યારે સંસારમાં છે તેમના માટે તે આદર્શ છે. તે કોઈ વસ્તુને આપણે જીવનમાં ઉતારી શકતા નથી. તેથી શ્રીપુરુષોત્તમજી આપણને સમજાવે છે કે જો તમને ગમતુ હોય, જેનો આનંદ, જેનું સુખ તમે ભોગવવા માંગતા હોય તેને તમારા હેતુથી પણ, પહેલા તમારા સ્વામિને અંગીકાર કરાવી દ્યો. યદ્યપી આ સૌથી નીચેની અવસ્થા છે. છતાં પણ તમે કાંઈક રીતે શ્રીપ્રભુને તે સાથે જોડી રહ્યા છો. એને જોડી રહ્યા છો તેથી અવિદ્યાના સંબંધોને તોડી રહ્યા છો. જો એને શ્રીપ્રભુ સાથે નહીં જોડી શકો તો યાદ રાખજો, તમારા કર્મમાર્ગના બધા સૂત્રો, તમારા જ્ઞાનમાર્ગના સઘળા સૂત્રો અવિદ્યાના સંબંધોને તોડી નહીં શકે. અવિદ્યાના સંબંધોને જો તોડવા હોય તો માત્ર શ્રીપ્રભુની સાથેના સંબંધોને જોડવાથી શક્ય બનશે. **આ સેવા કંઈ ભગતપણાની વાત નથી. પણ સેવા તો એક સંપૂર્ણ જીવન પ્રણાલી છે**. ભગવાન સાથે સેવા થકી જીવન માણતા શીખો, જીવન સેવા જો બોજ લાગતી હોય ને તો **વો અફસાના જીસે અંજામ તક લાના ન હો મુમકિન, ઉસે એક ખૂબસૂરત મોડ દેકર છોડના અચ્છા**, તે છોડી દેવી. કોઈપણ સેવા કરો જ. પરંતુ જો સેવા વગર આપ રહી શકતા નથી, તો તમારા જય જયકાર છે. એનાથી ઉત્તમ સ્થિતિ કોઈની નહીં. સેવા એ

તમારા જીવનનું પરમ સુખ છે. શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ની સાથે જ જીવન વિતાવવું એ આપણા જીવનની સાર્થકતા છે. આપણા જીવનની અનિવાર્યતા નથી.

**સેવા કે શરણાગતિ આપણી આવશ્યકતા છે કે નહીં?** :-

આજે પુષ્ટિમાર્ગમાં બહુજ ખોટી વાતો થઇ રહી છે. કેમકે આપણે આવી વાતો કરીને આપણુંજ વાતાવરણ બગાડી રહ્યા છીએ? કેમ આપણે શ્રીમહાપ્રભુજીની વાત સીધે સીધી કરી શક્તા નથી? પ્રશ્ન એ વિષયનો નથી કે સેવા આપણા જીવનની અનિવાર્યતા છે કે શરણાગતિ આપણી આવશ્યકતા છે કે નહીં. આપણે તેના વગર રહી શકીએ છે કે નહીં અને પુષ્ટિમાર્ગમાં એવાજ લોકોનું સ્વાગત છે કે જેઓ તેના વગર રહી શકતા નથી. આપણે બધાએ મીટર મૂકીને ચકાસણી કરી લેવું જોઇએ. પુષ્ટિમાર્ગ તેવાઓ માટે નથી. ભીડ ભેગી કરવાનો પ્રશ્ન નથી. જો આજે દેવકીનંદનને સાંભળવા માટે ૧૦૦૦ કે ૧૦૦૦૦ વ્યક્તિઓ આવતા હોય તે દેવકીનંદનની ગુણવત્તાનો બેરોમીટર નથી, કે એના આધાર પર નિર્ણય લઇ શકાય તેમ નથી કે દેવકીનંદન જે વાત કહી રહ્યા છે તેનાથી કટિબદ્ધ થઇને જે ચાર વ્યક્તિ તેની પાસે આવી રહ્યા છે કે નહીં. અને જો ચાર આવે છે તો તે ચારમાંથી બે ને વાત સમજમાં આવી રહી છે સવાલ એ વાતનો છે. તેથી **પ્રશ્ન એ છે કે શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) તમારી જરૂરિયાત છે કે નહીં, કૃષ્ણ માટે ઝંખના છે કે નહીં?**

**સબસે બડો તો ભક્તિમારગ હૈ...**:-

વાર્તાઓમાંથી એકાદ પ્રસંગ લઇને જુઓ, શ્રીમહાપ્રભુજીએ એવોજ પ્રયાસ કર્યો છે. પ્રવાસમાં શ્રીમહાપ્રભુજીના પધારવાની કોઇને ખબર ન પડે. આ વાતો માત્ર વાત કરવાની હોયને તો મને કહી દેજો *બાવાશ્રી તમે અમારા માટે નથી*, તેથી મને જરાય તકલીફ નહીં થાય. આ ૮૪ વૈષ્ણવોની વાર્તા જે વાંચવામાં આવે છે તે માત્ર વાતો છે કે તેનો કોઇ અર્થ, સંકેત આપણને મળે છે? એ સંકેત છે તો શું સંકેત છે? તે હું જાણવા માંગુ છું. શ્રીમહાપ્રભુજી કોઇને બતાવવા માંગતા ન હતા. શ્રીમહાપ્રભુજી પ્રયત્ન કરીને પોતાને ગુપ્ત

રાખવા માંગતા હતા. અને છતાંય કોઇ ન્હાતા, ધોતા, સંધ્યા વંદન કરતા પૂછતા કે મહારાજ કર્મ માર્ગ, જ્ઞાનમાર્ગ ઔર ભક્તિમાર્ગ મેં સે કૌનસો માર્ગ બડો ? અને એ સ્વામિનો જવાબ આવતો કે *જો તેરે મનમે જો મારગ ભાવસે આવે સો માર્ગ બડો, પર સબસે બડો તો ભક્તિમારગ હૈ.*

સૂરદાસજી મળી ગયા અને કહેવા લાગ્યા મેં પતિત હું. મૈને સમજ ગવાયા, મૈને ઐસા નીચ કામ કિયા..શ્રીમહાપ્રભુજી એને આજ્ઞા કરે છે કે *સૂર વ્હેકે કાહે ઘિઘિયાત્ હૈ, કછુ ભગવદ્ લીલા ગા*, સૂર છે તો ભગવાનની લીલાનું ગાન કર. તુ તેનો અંશ છે, તે આ શું લઇને માંડી રાખ્યુ છે ? પાપી હશે તો હશે, પતિત હતો તો હતો, અત્યારે તું ભગવદ્ લીલા તો ગા. પ્રસંગ એક એક વાતમાં છે. આત્મઘાત કરવો છે પણ આત્મઘાત કરવાની હિંમત નથી, એથી સૂર્ય અસ્ત થઇ ગયા બાદ ગંગામાં છલાંગ લગાવી એવી વાત છે. અને ત્યાંથી એ સમર્થ સ્વામી તેને પકડીને પાછો લઇ આવે છે અને કહે છે કે બેટા તું આત્મઘાત માટે નથી બન્યો, તું જીવનના પરમાનંદ માટે બન્યો છે. એટલે પ્રશ્ન એ છે કે તમે જે વાર્તાઓ દરરોજ વાંચી રહ્યા છો તેમાંથી કઇ સંબંધોના સમીકરણ આપણા જીવનમાં વણાયેલા જોવા મળે છે કે નહીં. આજનું વિજ્ઞાન આખું સમીકરણો પર આધારિત છે. એવું સમીકરણ તમારા હાથે આ પુષ્ટિમાર્ગમાં કેમ બેસતું નથી તે સમજાતું નથી. **આ વાર્તાઓ વંચાઇ તો રહી છે પણ કેમ સમજાતી નથી** ?

**..શ્રીકૃષ્ણજ મારી ઝંખના છે, માંથી સાભાર..**

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# કયા માર્ગની ઉત્તમતા ?

## ભક્તિહંસ આધારીત લેખ-૩

..ગતાંકથી આગળ

**શિષ્ય** :- ગુરુદેવ! આપશ્રીએ ખૂબજ સુંદર રીતે અમને સમજાવી રહ્યા છો. પણ છતાં મનમાં એક શંકા થાય છે. આપ કૃપા કરીને સમાધાન કરશો. કૃપાનાથ! જેમ બીજા અવતારો છે તે તો વિભૂતિરૂપ હોવાથી જે મંત્રોના અધિષ્ઠાતા કૃષ્ણ સિવાયના અવતારો છે તે તો વિભૂતિરૂપ થયા પરંતુ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) તો પૂર્ણબ્રહ્મ અને અંશી છે. તેમના ગોપાલ, રામ વગેરે મંત્રો તો વિભૂતિના મંત્રો થવા જોઇએ નહીં, છતાં તે મંત્રોમાં પણ મિત્ર, અરિ, જોવાનું તો લખેલું છે તો તે સ્વરૂપને ઉપરના નિયમે વિભૂતિ પણું પ્રાપ્ત થાય છે. એવું કેમ?

**ગુરુદેવ** :- વાત તારી સાચી. પણ તારી આ શંકાનું સમાધાન સમજ. શ્રીકૃષ્ણે શ્રીમદ્ભાગવતમાં કોઇ સ્થળે પૂર્ણ અંશી તરીકે વર્ણવેલા છે અને કોઇ કોઇ સ્થલોમાં તેનું સિતકૃષ્ણકેશ અંશ તથા કલારૂપે વર્ણન કીધું છે તેથી પરસ્પર વિરોધ આવે છે તે વિરોધનો પરિહાર શ્રીસુબોધિનીજી પ્રભુતિ ગ્રંથોમાં એવી રીતે કરેલો છે કે શ્રીકૃષ્ણાવતાર ચતુર્વ્યૂહ તથા સિતકૃષ્ણકેશાત્મકસ્વરૂપયુક્ત જ્ઞાનક્રિયાત્મક લોકવેદપ્રસિદ્ધ પૂર્ણ પુરુષોત્તમ સ્વરૂપે પ્રકટ થયા છે તેમાં ભૂભારહરણ, ધર્મરક્ષા, વંશવૃદ્ધિ અને મોક્ષદાન એ ચારે કાર્યો સંકર્ષણ, અનિરૂદ્ધ, પ્રદ્યુમ્ન, વાસુદેવ એવા અનુક્રમે ચારે વ્યૂહ દ્વારા કરે છે તેમાં સિતકૃષ્ણકેશાત્મક સ્વરૂપ સંકર્ષણવ્યૂહાત્મક હોવાથી ભૂભારહરણરૂપ કાર્ય જ તેનું છે અને પરબ્રહ્મ-પૂર્ણપુરુષોત્તમ શ્રીગોકુલેશનું તો કેવલ ભક્તિદાનરૂપજ કાર્ય છે તેનું છે કાર્ય છે માટે જે કાર્ય જે વખતે કરવાનું હોય તે વખતે તે કાર્ય તે સ્વરૂપનો આવિર્ભાવ કરી કરે છે તેથી પૂર્ણતા તથા અંશપણું તેમની લીલા ઉપરથી સમજવાનું છે તેમાં વિરોધ નથી. તેવી જ રીતે મંત્રના અધિષ્ઠાતા શ્રીકૃષ્ણને વિભૂતિરૂપ કહેવામાં પણ કંઇ બાધ નથી. દા.ત. यावज्जीवं अग्निहोत्रं

जुहुयात्  અને अग्निहोत्रं जुहुयात स्वर्गकामः એ બન્ને શ્રુતિમાં अग्निहोत्रं શબ્દ તો એકજ લખેલ છે છતાં પણ પહેલી શ્રુતિમાં કહેલ અગ્નિહોત્રને નિત્ય અને દ્વિતિય શ્રુતિમાં કહેલ અગ્નિહોત્રને કામ્ય માની બન્ને અગ્નિહોત્રને પૂર્વમીમાંસામાં જુદા જુદા માનેલ છે તેમ અહિં પણ ભૂભારહરણાદિ કાર્યકર્તા-ગોપાલ વગેરે મંત્રાધિષ્ઠાતા શ્રીગોકુલેશ જુદા છે અને કેવલ ભક્તિલભ્ય શ્રીગોકુલેશ જુદા છે એમ સમજવું. ભક્તિમાર્ગનો મહિમા શ્રીમદ્ ભાગવત ૧૧-૨-૩૫માં વર્ણવેલ છે કે :-

यानास्थाय नरो राजन् न प्रमाद्येत कर्हिचित् ।

धावन्निमील्य वा नेत्रे न स्खलेन्न पतेदिह ।। ३५ ।।

અર્થ :- હે રાજા! ભગવદ્ ધર્મોનું આચરણ કરતો મનુષ્ય યોગાદિકની જેમ વિઘ્નગ્રસ્ત બની પ્રમાદને પ્રાપ્ત થતો નથી તેમજ નેત્રો વિંચીને દોડતાં છતાં ક્યાંય પણ ઠોકર ખાતો નથી તેમ પડતો નથી, કારણકે ભક્તિમાર્ગ એ એક એવોજ રાજમાર્ગ છે.

અને મંત્રોપાસનામાં તો ફલનો અભાવ થાય એટલું જ નહીં પરંતુ જો અરિ હોય તો ઉલટું વિપરીત ફલ પણ મળે. તે જો ઉપાસના અને ભક્તિ બન્ને એક હોય તો તેનાથી ફલ ન થાય કે વિપરીત ફલ થાય એમ કેમ જ બને.

**શિષ્ય** :- ગુરુદેવ! આપશ્રીએ જે કહ્યું તે બરાબર, પણ અહિં કદાચિત્ એવી શંકા થાય કે કામનાની ઇચ્છાથી જો મંત્રોપાસન કરે તો તેને મિત્ર, અરિ વગેરે જોવાની આવશ્યકતા છે, પરંતુ નિષ્કામપણે મંત્રોપાસન કરનારને મિત્ર અરિ જોવાની કાંઇપણ આવશ્યક્તા નથી, તેમ તેને ફલની ઇચ્છા ન હોવાથી વિપરીત ફલ થવાનો પણ સંભવ નથી તો કામનારહિત બની ઉપાસના કરનારની ઉપાસનાને વિભૂતિ પર્યવસાયિત્વ કેમ? તેને સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ પર્યેવસાયિત્વ કેમ ન સંભવે?

<u>ગુરુદેવ</u> :- ચાલો! વાત તારી માની લઈએ, છતાં તુ બરાબર સમજી લે. સકામ કરો કે નિષ્કામ કરો પણ તેમાં ન્યાસધ્યાનાદિક બાબતો તો મંત્રોપાસનની જ હોવાથી તેને મંત્રોપાસનપણું મટીને ભક્તિપણું થતું જ નથી. જેમ યજ્ઞાદિક સકામ કરો કે નિષ્કામ કરો પણ તે કર્મમાર્ગીય જ કહેવાય છે, જ્ઞાનમાર્ગીય કે ભક્તિમાર્ગીય કહેવાતા નથી તેવી જ રીતે મંત્રોપાસન ગમે તેવી રીતે કરવામાં આવે તો પણ તે ભક્તિમાર્ગીય કહી શકાય નહીં, તેમ મંત્રોપાસન કરવાનું જે મંત્રશાસ્ત્રના ગ્રંથમાં લખેલું હોય તે ગ્રંથમાં લખેલી રીત પ્રમાણે જ કરવું જોઈએ ત્યારે જ તે ફલપ્રદ થાય છે અને ભક્તિમાર્ગમાં તો શાસ્ત્ર વિધિ કે ક્રમની પ્રધાનતા નથી પણ નવ પ્રકારની સાધન-ભક્તિમાંથી જેને જે ભક્તિમાં આસક્તિ હોય તે એકજ અથવા નવે પ્રકારની ભક્તિ સાથે કરે તો પણ તેને કોઈ પ્રકારનો બાધ આવતો નથી કેમકે ભક્તિમાર્ગમાં તો પ્રેમને અનુસરતીજ સર્વ ક્રિયાઓ થયા કરે છે તેથી ઉપાસનામાર્ગ અને ભક્તિમાર્ગ એક થઈ શકતા જ નથી અને જ્યારે બન્ને માર્ગ જુદા થયા ત્યારે કેવલ ભક્તિમાર્ગથી જ લભ્ય પૂર્ણપુરુષોત્તમ પરબ્રહ્મ શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ) મંત્રોપાસનથી લભ્ય નથી એ પણ સિદ્ધ થયું તેથી જ મંત્રાધિષ્ઠાતા વિભૂતિરૂપ છે પૂર્ણ પુરુષોત્તમ નથી.

તેમજ તંત્રોક્ત ગોપાલ વગેરે મંત્ર ઉપાસનાનું ફલ વારાંગનાવશીકરણાદિ લખ્યું છે. એટલે કે આ જે ગોપાલ મંત્ર છે તે તો સ્ત્રી વશી કરવા વગેરે માટે લખ્યું છે. તે તો પૂર્ણ પુરુષોત્તમ શ્રીગોકુલેશની ભક્તિનું ન હોઈ શકે કેમકે તે અનર્થરૂપ છે અને શ્રીગોકુલેશની ભક્તિ તો અનર્થનિવારક છે. એટલે *આપણો માર્ગ તો શ્રીપ્રભુને પામવા માટે છે, નહીં કે વારાંગનાવશીકરણ માટે. વારાંગનાવશીકરણ એટલે કુંવારીકાઓને પોતાના વશમાં કરવું. અને તે પણ પોતાના લૌકિક સ્વાર્થ ખાતર. લૌકિક કામનાપૂર્તી હેતુ. આજકાલ ઘણાં એવા મહાનુભાવો છે, જે એમ કહેતા હોય છે કે ગોપાલ દીક્ષા લેવી જોઈએ. પણ શું આપણો હેતુ કેવળ વારાંગણાવશીકરણ છે?* શ્રીમદ્ ભાગવતજી પણ આપણને સરસ આજ્ઞા કરે છે. શ્રીમદ્ ભાગવતના પ્રથમ સ્કંધમાં કહ્યું છે કે :-

अनर्थोपशनं साक्षाद्भक्तियोगमधोक्षजे ।

ळोकस्याजानतो विद्वांश्चक्रे सात्वतसंहिताम् ।।

**અર્થ** :- અધોક્ષજ (જેને ઇન્દ્રિયો નિજ સામર્થ્યથી પ્રત્યક્ષ કરી શકતી નથી) પ્રભુમાં કરવામાં આવતો ભક્તિયોગ અનર્થને નાશ કરે છે એવું સમાધિમાં અનુભવીને વ્યાસજીએ અજ્ઞલોકોને હિત માટે શ્રીમદ્ ભાગવત રચ્યું, આ વાક્ય ભક્તિને અનર્થ નિવારક ઉપદેશે છે અને તંત્રોક્ત ગોપાલ વગેરે મંત્ર ઉપાસનાનું ફલ તો અનર્થરૂપ વારાંગનાવશીકરણાદિ લખે છે. તો અનર્થનિવારક ભક્તિનો અનર્થપ્રાપક ગોપાલ વગેરે મંત્ર ઉપાસન સાથે અભેદ કેમ કરી શકાય? તેથી ગોપાલ વગેરે મંત્ર ઉપાસનને કોઈપણ રીતે ભક્તિ કહી શકાય નહીં.

(...ક્રમશ:)

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

ગુરુદેવ :- હવે સમર્પણ જે પ્રકારથી એ દુષિત ન થાય, એ પ્રકારને કહેવા માટે સર્વપ્રથમ દુષિત વસ્તુઓનો સંસર્ગ નહીં કરવો. એવું વિધાન કરતાં હવે આપને આગળ વધીએ.

**न मतं देवदेवस्य सामिभुक्तसमर्पणम्।।७।।**

અર્થાત્ દેવાધિદેવ ભગવાન શ્રીગોકુલેશ (શ્રીકૃષ્ણ)ને અર્ધભુક્ત (સામિભુક્ત) સમર્પણ તે આપણા પુષ્ટિભક્તિમાર્ગમાં યોગ્ય નથી-સમ્મત નથી. देवदेवस्यનો અર્થ છે પૂજ્યના પણ પૂજ્ય ભગવાન. સામિભુક્ત એટલે અર્થભુક્ત, એટલે કે અપૂર્ણ. દા.ત. આપણે આપણાં ઘરમાં ૧ કિલો લીલો મેવો લાવ્યા. અને પછી પોતાના શ્રીપ્રભુને તેમાંથી કેવળ બે નંગ આપણે ધરીએ. અને બાકીના ફલ-ફળાદી પોતા માટે રાખી લઈએ, તેને કહેવાય અર્ધભુક્ત. આવું અર્ધભુક્તનો સમર્પણ કરવું યોગ્ય નથી, પ્રશસ્ત નથી. આવું કરવું તે તો આપણું પૂર્ણ સમર્પણ ન થયું. આપણે શ્રીપ્રભુ સાથે છલ કરી રહ્યાં છીએ. પહેલાં આપણે જ્યારે બ્રહ્મસંબંધ લઈએ છીએ, ત્યારે આપણે પ્રતિજ્ઞા કરીએ છીએ કે આપણું સંપૂર્ણ જે કાંઈ પણ છે ચલ-અચલ જે કાંઈ છે તે સર્વ શ્રીપ્રભુને સમર્પણ કરી રહ્યાં છીએ, ત્યારે જો આમ હોય તો પછી જે કાંઈ પણ આપણે પોતાના ઉપયોગમાં લઈએ, તે સર્વ પ્રથમ શ્રીપ્રભુને સમર્પણ કરવું અને પછીજ પોતાના ઉપયોગમાં પ્રસાદી રૂપે લેવું જોઈએ. પોતે ઘરમાં શ્રીખંડ-પૂરી કરીને જમીએ અને પોતાના શ્રીપ્રભુને કેવળ મિસરી ભોગ સમર્પીએ. તો શું આપણે સમર્પણ કર્યા પછી શું યોગ્ય છે કે શ્રીપ્રભુને સામિભુક્ત (અર્ધભુક્ત) સમર્પવું ? આ અયોગ્ય છે. સુખદુઃખ અન્તર સાક્ષાત્કારને ભોગ કહેવાય છે, અને એવા ભોગનો જે વિષય હોય તેને **ભુક્ત** કહેવાય છે. આપણી ઈન્દ્રિયો જે કાંઈપણ ભોગ્ય વિષય ના સાક્ષાત્ સમ્પર્કમાં આવે છે, મન સહિત ઈન્દ્રિયોં દ્વારા તેનું ગ્રહણ કરવાપર તેના કેવળ બે જ સમાન ભાવ્ય અનુભૂતિગત પરિણામ પ્રાપ્ત થાય છે કા તો અનુકૂલ અથવા તો પ્રતિકૂલ, જેને આપણે સુખ અને દુઃખ કહીએ છીએ.

એટલેજ અનુકૂલ અને પ્રતિકૂલ અનુભૂતિ ભોગ છે અને તેના સમસ્ત વિષય ભુક્ત છે. કોઈપણ વસ્તુ અથવા પદાર્થમાંથી અમુક હિસ્સો કાઢી સ્વયંના ઉપભોગમાં લેવું અને ત્યારબાદ જે વધેલું હોય તેને સામિભુક્ત(અર્ધભુક્ત) કહેવાય છે.

**શિષ્ય** :- ગુરુજી ! આપશ્રીનું કથન તો સત્ય છે. એટલે એમ કે જે કોઈપણ જીવ આપણા માર્ગમાં બ્રહ્મસંબંધ લે છે, ત્યારે તે શ્રીપ્રભુની સામે શ્રીગુરુદેવ દ્વારા પ્રતિજ્ઞા લે છે કે મારું કે કાંઇ પણ છે તે સર્વ શ્રીપ્રભુનું છે, અને હું તેમને સમર્પણ કરું છું. એટલે કે જે પણ ઘરમાં કાંઇ નવું આવે તે પ્રથમ પોતાના શ્રીપ્રભુને સમર્પણ કરવું જોઇએ. પણ ગુરુજી, આપશ્રી કૃપા કરી મારી એક શંકા જે મનમાં થઇ રહી છે, તેનું સમાધાન કરંશો. કોઇપણ પદાર્થ અથવા વસ્તુને પ્રથમ જ્યારે લઇએ છીએ, તેની ગુનવત્તા, ચોક્ખાઇ અથવા યોગ્ય છે કે નહીં, તે ચકાસવા માટે જો તેને ચાખવામાં આવે, સુંઘવામાં આવે તો શું પછી તે વધેલ પદાર્થ અર્ધભુક્ત કહેવાય કે પૂર્ણભુક્ત ?

**ગુરુદેવ** :- વાહ, શું પ્રશ્ન કર્યો તે ! ખુબજ સુંદર પ્રશ્ન છે. અને આજકાલ આપણે દરેક જણને આ પ્રશ્ન સતાવતોજ રહેતો હોય છે. જેમકે આપણે આપણા શ્રીપ્રભુની માટે જ્યારે સામગ્રી સિદ્ધ કરતાં હોઇએ ત્યારે આપણા મનમાં એક સહજ ભાવ જાગૃત થાય કે જે સામગ્રી આપ ને શ્રીપ્રભુની માટે સિદ્ધ કરી રહ્યાં છીએ તે બરાબર બની છે કે નહીં ? મીઠું તો વધારે પડી નથી ગયું ને, કે પછી શાકમાં મરચું વધારે નથી પડી ગયું ને ? અથવા તો મિષ્ઠાનમાં ગળપણ ઓછું તો નથી ને ? વગેરે.

ભાઇ, આ તો વિચાર માંગી લે તેવો પ્રશ્ન છે. અને ખૂબજ સમજણ મેળવવા માટેનો પ્રશ્ન છે. ધ્યાન દેવું જરૂરી છે. જો કોઇ વૈષ્ણવ ગૃહસ્થ નવી નવી સેવામાં પોતાનું ચિત્ત પરોવવાનો પ્રયત્ન કરે છે, અને હમણાંજ સેવા પધરાવી છે, તેને સેવામાં કાંઇ પણ ખાસ ખબર નથી. ભક્તિમાર્ગમાં નવો નિશાળીયો છે. તેને તો આ પ્રશ્ન ખાસ નડતો હોય છે. ત્યારે જો આવો પ્રસંગ આવે તો કેવળ ગુણવત્તાના પરીક્ષણાર્થ, તે વસ્તુમાંથી થોડો ભાગ લઇ ચાખવા માટે અથવા માટે પોતાના હાથમાં સુંઘવા બાદ જે અવશિષ્ટ વસ્તુ છે, તેમાં

સામિભુક્તતા નથી આવતો, કારણકે તે વસ્તુને પોતાના સ્વાર્થ માટે ગ્રહણ કરવાનો કોઇ હેતુ નથી, પણ કેવળ પોતાના શ્રીપ્રભુને ઉત્તમ વસ્તુ સમર્પવા માટે પરીક્ષણાર્થ કરવામાં આવ્યું છે.

**(નોંધ - આ વચનને નિયમ ન સમજવો, કેવળ એક વ્યવસ્થા છે, અને વધું સમજણ માટે પોતાના શ્રીગુરુચરણ પાસેથી સન્મુખ બેસી માર્ગદર્શન મેળવવું)**

આ પ્રકારના વ્યવહારમાં સામિભુક્તનો બાધ નડતો નથી. કારણકે, તે વસ્તુને ગ્રહણ કરવાનો કોઇ પણ હેતુ કે તાત્પર્ય નથી. આ વાતનું પ્રમાણ તો એજ છે કે વસ્તુ/પદાર્થ/સામગ્રી જોવાપર તેને પોતે ખાવાની ઇચ્છા વ્યક્ત નથી કરતો. પણ હા, જો કોઇને તે વસ્તુને શ્રીપ્રભુને સમર્પણ પહેલાં પોતે ઉપભોગમાં લેવાની ઇચ્છા વ્યક્ત થતી હોય, તો તો ચોક્કસ તે પોતે અપરાધી છે, કારણકે વસ્તુને લઇને તેને પોતાના મનમાં વિકાર પ્રસરે છે.

વસ્તુ અને સામગ્રીમાં, પણ કોઇ સામિભુક્ત દોષ નથી આવતો, પણ જો સમર્પણ પહેલા પોતાના ઉપભોગની ઇચ્છા હોય તો, તે આપણો ઇન્દ્રિય વ્યાપાર થાય છે, એટલે કે જીવ તે સામગ્રી ખાવા-સૂંઘવાનો યત્ન પણ કરી લે, તો આવી પરિસ્થિતિમાં જીવની સાથે સાથે વસ્તુ/સામગ્રીમાં પણ દોષ આવી જાય છે. એટલે આવી સામિભુક્ત સામગ્ર/વસ્તુ ભગવદર્થ સમર્પણ નહીં કરવું જોઇએ. અને આ વિષયપર શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુ પણ આવીજ આજ્ઞા કરે છે. શ્રીદાદાજી આજ્ઞા કરે છે કે *ભગવદર્થ સંપાદિત પદાર્થોમાં/વસ્તઓમાં/સામગ્રીમાં ક્યારેક કોઈ પદાર્થોમાંથી ઓછુ-વત્તુ સ્વયં માટે અથવા અન્ય માટે ગ્રહણ કરવામાં આવે પછી તે વધેલા પદાર્થને ભગવદર્થ વિનિયોગ કરવાથી આપણી સમર્પણની ક્રિયા દૂષિત થાય છે, તેથી આવું કરવુ અનુચિત છે. આવા સામિભુક્ત વસ્તુઓ/સામગ્રીને ગ્રહણ કરવાપર તેમાં ભગવદ્દત્ત પ્રસાદની બુદ્ધિ રાખવી અથવા ભાવના રાખવી તે ઉચિત નથી, અને ન તો આવું કરવું તે ઉત્તમ પક્ષ છે, તે મધ્યમ પક્ષ પણ ન કહેવાય.*

<u>**શિષ્ય**</u> :- તો ગુરુદેવ! આ શ્રીદાદાજીના વચનો તો આજકાલ ચાલતી હવેલીમાં વેચાતા પ્રસાદ માટે લાગુ પડે છે, જેમકે હું મારી નાની બુદ્ધિથી કહું તો જે પ્રસાદ આપણી આજકાલની તથા-કથિત કહેવાતી હવેલીઓમાં તો જ્યારે કોઇ ભેટ મૂકે છે ત્યારે તો તે ભેટને તે હવેલીમાં બીરાજતા પ્રભુને સમર્પણ કરતાં પહેલાંજ તેને પ્રસાદ મળી જાય છે, અને તો તે જીવ પોતાના સ્વાર્થ માટે લે છે, તો શું આને પણ સામિભુક્ત દોષ લાગે ?

<u>**ગુરુદેવ**</u> :- તે તો બહુજ સરસ પ્રશ્ન પૂછ્યો. પણ તને હું આ વિષયપર કહું તે પહેલાં તુ સમજી લે કે આપણા માર્ગમાં તો શ્રીમહાપ્રભુજીએ આજકાલની જેમ કોઇ જાહેર હવેલીઓની પ્રથા ઉભી કરી નથી. કેવળ આપણે ત્યાં ગૃહસેવાનોજ ક્રમ પ્રકટ કર્યો છે. અને આપશ્રીએ પોતાના નિજ-જનને પોતાના ઘરમાં રહીને પરિવારજન સાથે મળીને સેવા કરવાની આજ્ઞા આપી છે. અને રહ્યો પ્રશ્ન હવેલીમાં ભેટ મૂકીને પ્રસાદ ગ્રહણ કરવાનો તો હવેલીમાં જીવ કેવી રીતે સમર્પણ કરી શકે ? <u>આપણે જેમ ઉપર સમજ્યાં તેમ કોઇપણ ચાર રસ્તે ઊભી કરેલી હવેલીમાં સમર્પણ કેમ થઇ શકે</u> ? કારણકે સમર્પિત પદાર્થ દ્વારા જીવે પોતાનો નિર્વાહ કરવો જોઇએ. પણ આવી રીતે કોઇક પ્રસંગ પર જઇને હવેલીમાં ભેટ મૂકી ને ત્યાંથી પ્રસાદ મેળવી લઇને તેને આપણે સમર્પણ ના કહી શકાય. અને હા, તે જેમ પૂછ્યું કે આપણા દ્રવ્યથી ને આપણને પ્રસાદ મળે છે તે તો કોઇ અન્યના ભાગનો આપણે ચોરી લઇએ છીએ, કેવી રીતે ? તે એમ કે જ્યારે આપણે ભેટ કરીએ છીએ ત્યારે તરતજ આપણ ને પ્રસાદ મળી જાય છે, પણ આપણા દ્રવ્યનો તો હજી આવી હવેલીમાં બીરાજેલા દેવે તો આપણો અંગીકાર બાકી છે. અને આપણને જે મળી રહ્યો છે તે તો આપણાં કરતાં પહેલાં કોઇ અન્યના દ્રવ્યનો ભાગ મળી રહ્યો છે. એટલે આપણે તે અન્યને ત્યાં ચોરી કરી કહેવાય. અને આપણે ચોર બની ગયા. તો પછી આપણો સમર્પણ ક્યાંથી આવ્યો ? જો શ્રીદાદાજીના વચનો ફરી સમજ કે આપશ્રી આજ્ઞા કરે છે કે *સામિભુક્ત વસ્તુઓ/સામગ્રીને ગ્રહણ કરવા પર તેમાં ભગવદ્દત્ત પ્રસાદની બુદ્ધિ રાખવી અથવા ભાવના રાખવી તે ઉચિત નથી*. તો આપણને જે તથા-કથિત કહેવાતી હવેલીમાં જે કહેવાતો પ્રસાદ મળે છે તે તો પ્રસાદજ નથી. અને બીજું કે તે પ્રસાદ ભલે હોય, પણ ત્યાં દેવ-દ્રવ્યનો દોષ જીવને વધું લાગી રહ્યો

છે. કારણકે હવેલીઓમાં જે ભેટ લેવાય છે તે તો હવેલીમાં બિરાજમાન દેવના નામેજ લેવાય છે. અને જો તે દેવના નામે લેવાય તો દ્રવ્ય જે ભેટમાં આવ્યું તે તો આ દેવનું થયું. અને દેવનું દ્રવ્ય થયું એટલે તે બની ગયું દેવ-દ્રવ્ય. એટલે આવો પ્રસાદ ગ્રહણ કરવામાં બે દોષ લાગે, એકતો ચોરીનો દોષ, અને બીજો દેવ-દ્રવ્યનો દોષ.

તને વાર્તા પ્રસંગતો ખ્યાલ છે ને કે એક સમય શ્રીમહાપ્રભુજી બીરાજી રહ્યાં હતા, ત્યારે શ્રીનાથજીના ભંડાર સાવ ખાલી થઇ ગયું હતું. અને તે સમયે ભડારીએ આવીને શ્રીમહાપ્રભુજીને વિનંતિ કરી કે રાજ! આજ ભંડારમેં કછું નાહીં હે? ભોગકો સમય ભયો હે, કહા કરનો? ત્યારે શ્રીમહાપ્રભુજીએ શ્રીનાથજી બાવાની સોનાની કટોરી ગિરવે મૂકીને સામગ્રી મંગાવીને ભોગ સમર્પ્યો અને ત્યારબાદ ભોગ સરાવી, જે પ્રસાદ હતો, તે સર્વ ગાયોને લેવડાવ્યો અને વધેલો શ્રીયમુનાજીમાં પધરાવી દીધો. આપશ્રીએ ન તો પોતે ગ્રહણ કર્યો, ન તો સેવકોને લેવડાવ્યો. અને જ્યારે સાંજે સિંહનંદ-થાનેશ્વરથી વાસુદેવદાસ છકડા આવ્યાં અને શ્રીમહાપ્રભુજીને ત્યાંના વૈષ્ણવોએ પાઠવેલ ભેટ શ્રીમહાપ્રભુજીના શ્રીચરણોમાં પધરાવી ત્યારે શ્રીમહાપ્રભુજીએ પ્રથમ તો ટહેલુંવાનને બોલાવીને આજ્ઞા કરી કે જાઓ, પહેલાં જઇને કટોરી છોડાવી લાવો, અને વધેલ દ્રવ્યમાંથી ભંડાર ભરી દ્યો. ત્યારબાદ જ્યારે બીજે દિવસે શ્રીનાથજીબાવાને ભોગ ધરવામાં આવ્યો, ત્યારે આપશ્રીએ ભોગ ધરાવી, સરાવી અને અનોસર કરી પ્રસાદ પોતે ગ્રહણ કર્યો, અને ત્યારબાદ પોતાના સેવકોને પ્રસાદ લેવડાવ્યો. આવી લીલા જોઇ એક વૈષ્ણવે શ્રીમહાપ્રભુજીને પૂછ્યું કે રાજ! કાલે આપશ્રીએ પ્રસાદ ન લીધો, અને જે પ્રસાદ હતો તે ગાયો ને લેવડાવ્યો અને શ્રીયમુનાજીમાં પધરાવ્યો. આવું કાંઇ અમને સમજ ના પડી. તે વારે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે ગઇકાલે જે શ્રીજી આરોગ્યા તે તો પોતાના દ્રવ્યથી જ આરોગ્યા હતાં, અને તે પ્રસાદનો અધિકારી તો ગાયો છે, અને શ્રીયમુનાજી છે. અને શ્રીજી તો પોતાના દ્રવ્યથી આરોગ્યા, તેથી તે તો દેવ-દ્રવ્ય થયો, અને જે દેવ-દ્રવ્ય આરોગે તે મારો ક્યારેય નહીં થાય અને જે ખાસે તે મહા-પતિત થશે.

એટલે હવેલીમાં તો આપણાં માર્ગમાં કોઇ અવકાશ નથી. અને હવે આપણે આપણા મૂલ વિષયપર આવી જઇએ. કદાચ જો આપણે કોઇ વસ્તુ/પદાર્થને ભગવદર્થ સમર્પણ પહેલાં કદાચ તેની ગુણવત્તા માટે જો ચાખીએ કે સૂંઘીએ તો તેની પોતાના શ્રીપ્રભુ પાસે દીનતાપૂર્વક એવીજ ભાવના રાખવી જોઇએ કે પ્રભુ ! મારા આ અપરાધ માટે ક્ષમા કરજો, ફરીથી આવું નહીં થાય. વ્રજચિન્હયુક્ત ભગવાનના શ્રીચરણારવિંદનું ધ્યાન કરવું જોઇએ. કારણકે દૈન્ય (દીનતા)જ શ્રીપ્રભુની પ્રસન્નતાનો એકમાત્ર પ્રબલ સાધન છે.

ભક્તિ જીવાત્માના સમસ્ત પાપોનો નાશ કરે છે, अघं धुन्वन्ति कात्स्न्र्येन આ વાત આપણે આગળ જ્ઞાન, કર્મ અને ભક્તિ આ ત્રણમાં ઉત્તમમાર્ગના વચનો દ્વારા આપણે સમજી ગયા છીએ, તેથી આવી ભક્તિ સિદ્ધ કરવાવાળા ભગવાનના શ્રીચરણારવિંદનો ધ્યાનાત્મક સમર્પણ કરવોજ ઉચિત છે. સાથેજ ભગવાનના શ્રીચરણારવિંદમાં અંકુશ ચિન્હનું ધ્યાન કરવું જોઇએ, કારણકે મનરૂપી ગજને વશ કરવા માટે જરૂરી છે.

ઉપરોક્ત વિવેચન જે કહ્યું એ તો પ્રસંગોપાત કર્યું છે. હવે આપણે આગળના શ્લોક પર ધ્યાન કેન્દ્રિત કરીએ. આ પ્રકારે દૂષિતવસ્તુનો સંસર્ગ નિષિદ્ધ છે, આ બતાવીને હવે સમર્પણમાં કોઇ પ્રકારના દૂષણ ન આવે તે પ્રકાર હવે કહીં રહ્યાં છે :

**तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम्।**

**दत्तापहारवचनं तथा च सकलं हरेः।।६।।**

**न ग्राह्यमितिवाक्यं हि भिन्नमार्गपरं मतम्।**

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

**મુકુન્દદાસ** :- ભગવાનનું ભજન તેજ ભક્તનો ઉદ્યોગ. તે બતાવવાને ભગવાનના શ્રીચરણને મસ્તક ઉપર ધારણ કરવો આવશ્યક છે. નિબંધમાં કહે છે કે તિલક તે ચિન્હ છે, લિગિ ધાતુ ગત્યર્થક છે, જે ગત્યર્થક તે જ્ઞાન અર્થક એમ હોવાથી જેનાથી જ્ઞાન થાય તે લિંગ એટલે ચિન્હ, લક્ષ્મ શબ્દ વડે પણ દેખાય તે, લક્ષ્મ શબ્દ અને લિંગ શબ્દ એ બન્નેનો એકજ અર્થ ચિન્હ છે, એ પ્રમાણે છે ને તે તે ચિન્હ દ્વિજાતિને યજ્ઞોપવીતની જેમ વૈષ્ણવપણું બતાવ નાર છે, ભક્ત પ્રભુને પ્રાર્થના કરે છે કે *હે ભગવાન આપના શ્રીચરણ અમારી અશુભ વાસનાનો નાશક હો*, એમ હોવાથી ભગવાનના શ્રીચરણ મસ્તક ઉપર ધારણ કરતાં અશુભ વાસનાના નાશ કરવાની પ્રાર્થના જણાઇ આવે છે, ભગવદીયો શ્રીપ્રભુના શ્રીચરણનો આશ્રય એજ પરમાર્થ ભૂત વસ્તુ હોવાથી તેને અધિક ગણે છે, અને તેજ શરણે આવનારને મેળવવાનો હોવાથી ઉત્તમ-ગતિરૂપ થયેલ વસ્તુ છે, અને તે હૃદયમાં રહેલા ભગવદ્ભાવનો પોષક હોવાથિ મસ્તક ઉપર ધારણ કરવો, હવે તે તેજ તો ધારણ કરી શકતો નથી, તેથી આકૃતિનું શબ્દ જાતિ અને રૂપના અર્થમાં છે. એટલે તે શ્રીચરણનું સ્વરૂપ લલાટ ઉપર કરવું, આ બાબતમાં તેઓ જે પ્રમાણરૂપ છે, કે જેઓ મનુષ્યોના શિક્ષણને માટે તે પ્રમાણ કરનારા છે, મોટા પુરુષો જે જે કરે, વિગેરે ગીતાના વચનથી, પોતે ધરે કે અન્યને ધારણ કરાવે તેમ, અથવા સ્વાર્થમાં પ્રેરક પ્રત્યય છે; શ્રીહરિ પદાકૃતિ એ શબ્દ વડે શ્રીચરણાકારપણું સમજવું અને તે સર્વત્ર એક શ્રીચરણના આકારમાં પ્રસિદ્ધ છે, તે પ્રમાણે જ શિષ્ટાચારથી, ત્યારબાદ બીજી રીતે પ્રતિપાદન કરાતું દંડાકાર ઊભું તિલક છે કે જે તું શબ્દથી શ્રીચરણાકારથી અલગ કરાય છે. આ શ્લોકમાં બે પક્ષ સ્થાપન કર્યા છે, શ્રીચરણાકાર અને શ્રીદંડાકાર. તે બન્નેની પરસ્પર સરખામણી પ્રઢરણને લઇને ઊભા તિલકપણા વડે છે, ભિન્ન રીતે નિરૂપણ તે પરસ્પર ના આકારના તફાવતને કહે છે, આકૃતિ

અને આકાર શબ્દ ઊભા તિલકના વિશેષણ પણા વડે પ્રયોજેલા છે, અને તુ અને વા એમ બે અવ્યય વડે તે ઊભા તિલકના ભેદ અને સરખામણીને સમજાવે છે.

**દંડાકાર** - બે દંડના આકાર, જેમાં બન્ને દંડનો આકાર સરખો છે, દંડ શબ્દ શ્રીચરણને અભિવ્યક્ત કરનારો છે, શબ્દ વડે તફાવતથી. શબ્દ વડે તફાવત કહેવાનો આશય એ છે કે રચના વિશેષ રૂપ વિષયની ઉપેક્ષા વડે નિશ્ચિત વિષયિની ક્રિયાના સામ્યથી, અર્થાત્ ઉપમેય ને ન કહેતાં ઉપમાનથી કામ ચલાવી લેવાથી, એક કે અનેક શ્રીચરણોના આકારવાળું ચરણાકાર ગણાય પણ તે સંશય યુક્ત રહે. એટલે આપણા દ્વારા કરાતું બે ચરણના આકારવાળું તે દંડાકાર એમ કહીં દંડ એ શ્રીચરણનું ઉપમાન છે તેને ગ્રહણ કરી સ્પષ્ટ સમજાવવાથી શ્રીચરણાકાર એટલે એક ચરણનો આકાર અને દંડાકાર એટલે બે શ્રીચરણનો આકાર, એ તફાવત શબ્દ વડેજ જણાય છે. ચરણાકાર એટલે એક શ્રીચરણનો આકાર છે અને દંડાકાર એટલે બે શ્રીચરણનો આકાર છે-શ્રીપ્રભુના બે શ્રીચરણ. *ઉપરથી કંઈક પહોળું હોય તે શ્રીચરણાકાર અને સરખું હોય તે દંડાકાર.* એ વચન જરાક તફાવત પામેલા બન્ને આકારની સંગતિ માટે છે, દુર્લભ ચરણ કમળવાળા શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરેલ કે, દંડાકારં...એ શબ્દ વડે આપશ્રીના ભગવદ્ આત્મજ શ્રીગુંસાઈજીએ *સરખી બે રેખાવાળું*, એમ વ્યાખ્યાં કરેલી હોવાથી જે દ્વિરેખ તે દંડાકાર છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। અથ માર્ગસ્વરૂપનિર્ણયઃ।।

स्वानन्यतानुसन्धानाभावो बाधक इष्यते ।। १० ।।

પોતાનું શ્રીપ્રભુમાં જે અનન્યપણું, તે અનન્યપણાનું અનુસંધાન ન રહે તો એ આત્મસમર્પણાદિકમાં પ્રતિબન્ધક થઇ પડે છે. ૧૦

यथा सम्बधिभिः साकं स्वपातिव्रत्यरक्षणम् ।।

तथात्र ब्रह्मसम्बन्धचिन्तनं तादृशैर्जनैः ।। ११ ।।

જે પ્રમાણે સગાંવહાલાઓની મદદથી સ્ત્રી પોતાના પતિવ્રતાપણાનું રક્ષણ કરે છે, તે જ પ્રમાણે જીવે તાદશી જનોની સાથે રહી (એઓની મદદથી) બ્રહ્મસંબંધનો એ ટળી ન જાય એનું ખાસ ધ્યાન રાખવા વિચાર કર્યા કરવો. ૧૧

अतस्तत्रैव हि स्थेयं यत्र तत्संङ्गसम्भवः ।।

ते दुर्लभाः खलु कलौ, तान् परामृश्य संबसेत् ।। १२ ।।

આથી ત્યાં જ રહેવું કે જ્યાં એવા તાદશી ભગવદીયોના સંગની સંભાવના હોય. આવા તાદશી ભગવદીયો કલિકાળમાં દુર્લભ છે. એઓની બરોબર પરીક્ષા કરી પછી એવાઓ સાથે સહવાસ કરવો. (શ્રીહરિરાયચરણએ દુઃસંગવિજ્ઞાન પ્રકાર નિરૂપણ-ગ્રંથમાં વંચકો અને ભગવદીયોનું તારતમ્ય નિરૂપ્યું છે તેનું અનુસંધાન કરવું). ૧૨

अतःस्थेयं हरिस्थाने इति प्रभुवचः स्फुटम् ।।

यतो भावः सुसंरक्ष्यो, वर्धनीयश्च सर्वथा ।। १३ ।।

શ્રીમહાપ્રભુજીનું ભક્તિવર્ધિનીમાં આથી કરી જે પ્રમાણે ચિત્ત દુષિત ન થાય...તે રીતે શ્રીહરિ ભગવાનના સ્થાનમાં રહેવું - એ સ્ફુટ વચન છે, કારણ કે દરેક રીતે ભાવનું સારી રીતે રક્ષણ કરવાનું છે અને એને વધારતા જવાનું છે. ૧૩

स बीजभावो वचनैर्व्यावृत्तिरहितैः सदा ।।

प्रेमासक्तिव्यसनतां लभते भजनक्रमात् ।। १४ ।।

ભક્તિવર્ધિનીમાં શ્રીમહાપ્રભુજીએ બીજભાવ દૃઢ કરવાનો ક્રમ બતાવી વ્યસન દશા સુધીનો જે ક્રમ બતાવ્યો છે, તે જે પ્રમાણે રૂચિરૂપી બીજરૂપ ભાવ દુન્યવી ધાંધલોની જેમાં અસર નથી તેવાં વચનોએ કરી ભજનના ક્રમે પ્રેમ આસક્તિ અને વ્યસનની દશા પ્રાપ્ત કરે છે. ૧૪

*(સામાન્ય વાચકોને આ વિષય સમજવો હોય તો ભક્તકવિ દયારામભાઈનું ભક્તિપોષણ અહીં વધુ ઉપયોગી થઈ પડશે, અથવા શાસ્ત્રીજી ચીમનલાલ હરિશંકરે રચેલ પુષ્ટિમાર્ગોપદેશિકા ના અનુવાદ બીજા ભાગમાં તો આ વિષય ઉપરના પાઠ એના કરતાંયે વધુ ઉપયોગી થઈ પડશે).*

तदर्थं सेवना प्रोक्ता, सापि भावात्मिका पुनः ।।

तत्प्राप्यफलरूपोऽति प्रभुर्भावात्मको मतः ।। १५ ।।

तल्लीलापि तथाभूता मन्तव्या रसकोविदैः ।।

તે બીજભાવને દૃઢ કરવા માટેનું **સેવા** સાધન કહેવામાં આવેલ છે. આ સેવા પણ વળી ભાવરૂપ જ છે. આ ભાવાત્મક સેવાના ફલરૂપે પ્રાપ્ત થતા પ્રભુ પણ ભાવાત્મક જ છે. એ પ્રભુની લીલાને પણ રસિક જનોએ -(રસશાસ્ત્રની મર્યાદા જાણનારા ભક્તોએ) - એવા જ પ્રકારની ભાવરૂપ જાણવી. ૧૫.૫

तस्माद्यदेव स्वाचार्यचरणप्रकाशितम् ।। १६ ।।

भावात्मकं हि वेत्तव्यं विद्वद्भिरिह सर्वथा ।।

यथा मूलं ततो जातं कार्यं चापि तथा भवेत् ।। १७ ।।

તેથી કરીને આપણા આચાર્યચરણો શ્રીમહાપ્રભુજીએ જે કાંઇ પ્રકાશિત કર્યું છે તેને અહીં દરેક રીતે વિદ્વાનોએ ભાવરૂપ જ જાણવું, કારણકે જેવું મૂળ હોય તેવું જ એ મૂળમાંથી ઉત્પન્ન થયેલું કાર્ય પણ થાય. (પ્રથમથી જ ભાવ હોય તો છેવટ સુધી બધું ભાવરૂપ જ રહે અને પ્રથમથી સૂકું હોય તો બધું સૂકું જ રહેવાનું). ૧૭

स्वाचार्यास्तत्कृतो मार्गस्तत्प्राप्यः पुरूषोत्तमः ।।

सर्वमत्युषणभावाढ्यमिति मन्तव्यमुत्तमैः ।।१८ ।।

આપણા આચાર્યચરણો, એમણે વિસ્તારેલો માર્ગ, એ માર્ગથી મેળવાતા પુરુષોત્તમ, એ બધુંય અતિ ઉત્કટ તાપાત્મક ભાવથી ભરચક્ર છે, એમ ઉત્તમ અધિકારીઓએ જાણવું. ૧૮

स्वाचार्यशरणैर्जातवरणेर्भगवज्जनैः ।।

एतावानेन विज्ञेयः सिद्धान्तोऽत्र विचक्षणैः ।।१९ ।।

જેમને પોતાના આચાર્ય શ્રીમહાપ્રભુજીનું શરણ પ્રાપ્ત થયું છે, જેમનું ભગવન્માર્ગમાં વરણ થયું છે. (પ્રભુએ જેને પોતાના કરી સ્વીકાર્યા છે) તેવા વિચક્ષણ ભગવદીયોએ અહીં આટલો જ સિદ્ધાંત જાણી લેવાની જરૂર છે. ૧૯

।। इति श्रीहरिदासोदितं मार्गस्वरूपनिर्णय संपूर्णम् ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



## સેવક-વૈષ્ણવો માટે પોતાના શ્રીગુરુદ્વાર-શ્રીગુરુદેવ પ્રતિ સામાન્ય વ્યવહાર

### વર્ણાશ્રમ ધર્મોનું આચરણ :-

પોતાના આશ્રમને અનુરૂપ આચારનો નિર્વાહ કરતાં બ્રહ્માનુભવસહિત જે માહાત્મ્યજ્ઞાનપૂર્વક ભગવાનમાં સ્નેહ હોય તો બ્રહ્મભાવ સિદ્ધ થાય છે. ભક્તિની ફલાવસ્થામાં પોતાના આશ્રમનો આધાર જો ફલાનુભવમાં પ્રતિબંધક થતો હોય તો તેનો ત્યાગ કરી શકાય છે.

(તત્ત્વાર્થદીપ નિબંધ સર્વનિર્ણય પ્રકાશ કા. ૧૯૬)

વર્ણ અને આશ્રમના ધર્મોની સિદ્ધિ અર્થે યથાશક્તિ આચરણ કરવું પરંતુ શક્તિ હોવા છતાં સંકોચ ન કરવો. જે કર્મો કરવાથી સ્વધર્મને બાધ થાય તે વિધર્મ. જ્યાં સૂધી આ દેહ છે અને દેહધર્મોનું ભાન છે ત્યાં સૂધી વર્ણ અને આશ્રમના ધર્મો સ્વધર્મ છે. પરંતુ જ્યારે પોતાને આ દેહથી જુદો આત્મા-જીવ છે એમ જાણે ત્યારે ભગવાનનું દાસ્ય સ્વધર્મ છે અને વર્ણાશ્રમના ધર્મો પરધર્મો છે.

(શ્રીસુબોધિનીજી ૩.૨૮.૨)

નિત્યકર્મ અથવા નૈમિત્તિક કર્મ, જે ન કરવાથી પ્રત્યવાય (પતિત) થવાય છે, તેમના અનુષ્ઠાનના અંતર્ગત અન્ય દેવ, ઋષિ, પિતૃ, ગૃહ, વગેરે કોઈની પણ સ્તુતિ અથવા પૂજનમાં અન્યાશ્રય થતો નથી. પુષ્ટિભક્તિમાર્ગ અથવા પુષ્ટિશરણમાર્ગમાં આને બાધક પણ માનવામાં આવ્યું નથી. એ જ રીતે સીમંત, વગેરે ષોડશ સંસ્કારો, સંધ્યોપાસના, શ્રાદ્ધ,વગેરે કર્મોની અંતર્ગત અન્ય દેવાર્ચન પણ અન્યાશ્રય માનવામાં આવ્યું નથી, કારણકે આ બધા જ કર્મો શાસ્ત્રદષ્ટિથી અનિવાર્ય માનવામાં આવ્યા છે. વિવાહ વગેરે માંગલિક કાર્યોના પ્રારંભમાં વિઘ્નહરતા દેવ શ્રીગણપતિજી વગેરેની સ્તુતિ-પૂજન પણ પુષ્ટિમાર્ગમાં વર્જિત નથી. આવા પ્રસંગોમાં આ કર્મોના અંગત્વને શાસ્ત્રમાં અનિવાર્યતા વિહિત છે. એવી સ્પષ્ટ ધારણા અને ભાવના સાથે ગણેશસ્થાપન-પૂજન વગેરે કરવાની અન્યાશ્રય દોષ લાગતો નથી, પરંતુ ક્ષુદ્ર મનોકામનાઓની સાથે પોતાના ભજનીયને જોડવા પુષ્ટિમાર્ગીય

વિવેક અને ધૈર્યથી વિચલિત થવા જેવી વાત છે. વિઘ્નહરણની કામનાથી શ્રીગણેશપૂજન કરવું જેવી રીતે આપણને ભગવદાશ્રયથી ભ્રષ્ટ કરે છે તેવી રીતે એવી ક્ષુદ્ર કામનાથી પોતાના ઈષ્ટદેવનું પૂજન કરવું એ પણ આપણને વિવેક અને ધૈર્યથી ભ્રષ્ટ કરે છે. જેમ પેટીયું રળવા કમાવવા માટે આપણે ધંધો અથવા નોકરી કરીએ છીએ એમાં અન્યાશ્રય થતો નથી. વળી વિદ્યોપાર્જન કરતી વખતે જેવી રીતે અધ્યાપકને આદર આપવામાં અન્યાશ્રય થતો નથી, કારણકે આ બધા લૌકિક વ્યવહારો છે. એ જ રીતે શાસ્ત્રીય વ્યવહારોને નિભાવવામાં પણ અન્યાશ્રય થતો નથી. આ માટે આપણા હૃદયની ભાવના સ્પષ્ટ હોવી જોઈએ કે આવા વ્યવહારો આપણે નિષ્કામભાવથી શાસ્ત્રની આજ્ઞા-પરિપાલન માટે જ કેવળ કરી રહ્યા છીએ.

(પૂજ્ય ગોસ્વામી શ્રીશ્યામ મનોહરજીના વચનામૃતમાંથી સાભાર)

ઉપરોક્ત વચનામૃતો ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપણે શાસ્ત્રોક્ત સંસ્કારોનું આદર -સન્માન અવશ્ય કરવું જોઈએ. વર્તમાન સમયમાં સાચા સિદ્ધાંતોથી અપરિચિત અને અલ્પ જ્ઞાન ધરાવતા કેટલાક વૈષ્ણવો તરફથી આ અંગે ખોટી ગેરસમજ ફેલાવવામાં આવી રહી છે કે લગ્ન-પ્રસંગે ગૃહશાંતી, સીમંગ સંસ્કાર, નૂતન ગૃહારંભે ભૂમિપૂજન, ગૃહપ્રવેશે વાસ્તુપૂજન, મરણોત્તર ક્રિયાઓ વગેરે કરવામાં પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને અન્યાશ્રયનો દોષ લાગે છે. પરંતુ સત્ય તો એ છે કે આ બધા જ શાસ્ત્રીય સંસ્કારોનું ઉલ્લંઘન કરવાથી જ આપણને દોષ લાગે છે. વૈષ્ણવોએ તો આ બધા જ શાસ્ત્રીય સંસ્કારોનું આચરણ ફળની અપેક્ષા રાખ્યા વિના જ એક કર્તવ્યરૂપે સાક્ષીભાવથી-અનાસક્તપણે કરવાનું છે.

*નોંધ:- આપણે જ્યારે પણ લઘુશંકા માટે જઈએ, ત્યારે બાથરૂમનો ઉપયોગ કરવો હિતાવહ છે. જાજરૂ નો ઉપયોગ કરવો નહીં.*

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઈ કડકીયા (યુ.એસ.એ.)



# શુદ્ધાદ્વૈત બ્રહ્મસ્વરૂપ

## ।। બ્રહ્મમાં સર્વ ધર્મો છે. ।।

...ગતાંકથી આગળ

બ્રહ્મ નિરાકાર પણ છે, લૌકિક-પ્રાકૃત-આકૃતિરહિત પણ છે; તેમ જ સાકાર, આનંદાકાર, અને રસાકાર પણ છે. સાકાર બ્રહ્મવડે અહીં શરીરવાળું બ્રહ્મ સમજવાનું નથી. લૌકિક દેહમાં દેહથી જેમ જીવ ભિન્ન છે તેવી રીતે બ્રહ્મમાં કંઇ બ્રહ્મનો દેહ અને બ્રહ્મનો આત્મા જૂદો નથી, પણ સર્વ આનંદરૂપ છે, રસરૂપ છે. જેમ સાકરની પૂતળીમાં બધાં અંગ સાકાર જ છે, સાકાર વિના બીજૂં કંઇ નથી, તેમ બ્રહ્મનું શરીર, સર્વ અંગ, આનંદરૂપ છે અને પરિપૂર્ણ રસમય છે. બ્રહ્મનાં આ હાથપગ, આંખ, માથું મોઢું, આત્મા, સર્વ આનંદઘન અને રસમય છે. બ્રહ્મનાં આ બધા અંગો બધે જ પ્રસરેલાં છે અને સર્વનું આવરણ કરીને બ્રહ્મ રહે છે. આ સર્વ ધર્મ જગતના આવિર્ભાવ પછીથી જ સ્પષ્ટ થાય છે, તથાપિ તે નિત્ય છે, સહજ છે, સ્વાભાવિક છે (માયા વડે માત્ર ભાસે છે એમ નથી; બ્રહ્મમાં ધર્મનો ફક્ત આરોપ છે, પછીથી તે ધર્મનો અપવાદ કરવાનો છે, એમ નથી; પણ) બ્રહ્મના બધા જ ધર્મો નિત્ય છે, સહજ છે અને સ્વાભાવિક છે. જે વાક્યમાં બ્રહ્મના ધર્મનો નિષેધ છે તે જ વાક્યમાં ફરીથી ધર્મનું વર્ણન છે, માટે પ્રાકૃત ધર્મનો જ શ્રુતિ નિષેધ કરે છે, અપ્રાકૃત સર્વ ધર્મ બ્રહ્મમાં છે; માટે જ સૂત્રકાર પણ प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूय એમ સૂત્ર યોજે છે. બ્રહ્મસૂત્ર ૩.૨.૨૨ નું આ સૂત્ર છે, જેમાં કહેવા માંગે છે કે જગતમાં જેટલા ધર્મો જણાય છે તેટલા ધર્મોનો શ્રુતિ બ્રહ્મમાં નિષેધ કરે છે, અને જે વાક્યોમાં ધર્મનો નિષેધ કરવામાં આવ્યો છે તે જ વાક્યોમાં શ્રુતિ અલૌકિક ધર્મોનું વિધાન કરે છે. સર્વધર્મવાળું બ્રહ્મ સ્વીકરવાથી દ્વૈત થઇ જાય એવી શંકા યોગ્ય નથી, કારણકે प्रकाशाश्रयवद्वा तेज स्त्वात् સૂત્રમાં ધર્મ અને ધર્મિની એક્તા સૂત્રકારે જ પ્રતિપાદન કરેલી છે. બ્રહ્મસૂત્ર ૩.૨.૨૮ સમજાવે છે કે પણ જેમ પ્રકાશનો આશ્રય સૂર્ય પ્રકાશથી ભિન્ન અને અભિન્ન છે, તેમ બ્રહ્મ પોતાના ધર્મોથી ભિન્ન અને અભિન્ન છે, કારણકે શ્રુતિમાં બ્રહ્મના ધર્મોને તેજ, પ્રકાશ, તરીકે

વર્ણવામાં આવ્યા છે. सर्वधर्मोपपत्तेश्च, सर्वोपेता च तद्दर्शनात् વગેરે સૂત્ર પણ બ્રહ્મમાં સ્વાભાવિક સકલ ધર્મનું પ્રતિપાદન સ્પષ્ટ રીતે કરે છે. માટે સકલ ધર્મની વિશિષ્ટતાવાળું બ્રહ્મ જ માનવું યોગ્ય છે. જે વાદી (શ્રીશંકરાચાર્યજી) બ્રહ્મને કેવળ નિર્ગુણ અને મુક્ત માન્યા વિના છૂટકો જ નથી. એટલે બ્રહ્મને નિર્ગુણ માનવા છતાં પણ નિત્યત્વ વગેરે ધર્મવાળું બ્રહ્મ છે, એમ માન્યા વિના તેને છૂટકો નથી. બ્રહ્મમાં આટલા જ ધર્મ છે એમ નિયત-ધર્મવાદનો સ્વીકાર કરતાં બ્રહ્મમાં ઈયત્તા આવી જાય, માટે અનિયતધર્મવાદનો સ્વીકાર કરી સર્વ ધર્મો બ્રહ્મમાં સહજ છે એમ જ માનવું. જગત્, જીવ, સર્વ બ્રહ્મનું કાર્ય છે, બ્રહ્મનું રૂપ છે, બ્રહ્મથી અનન્ય અને અભિન્ન છે, તો પણ જગત્ના પદાર્થથી બ્રહ્મ વિલક્ષણ છે. ક્રિડા કરવાની ઈચ્છા થતાં આનંદનો અંશ તિરોભૂત થઈ જાય છે અને તેથી ઐશ્વર્ય વગેરે ભગવદ્ધર્મો જડ વગેરે રૂપે દેખાય છે. બ્રહ્મમાં સર્વ જગત્ ઓતપ્રોત છે. સર્વ જગત્ અવ્યક્તપણે બ્રહ્મમાં લીન છે. તે જ લીલા કરવાની ઈચ્છાથી પ્રકટ કરે છે, કારણકે પોતે સ્વતંત્ર કર્તા છે. બ્રહ્મવાદમાં સત્કાર્યવાદ જ ઈષ્ટ છે, તો પણ દ્વૈતની ગંધ નથી. यत्र येन यतो यस्य એ શ્રીમદ્ ભાગવત ૧૦.૭૨.૪ શ્લોકમાં કહેલા પ્રકારથી જ્યાં, જે વડે, જે થકી, જેનું જે વાસ્તે, જે પ્રકારે, જે જે સમયે થાય છે તે સર્વ પ્રધાન પુરુષેશ્વર બ્રહ્મ છે. સર્વ વિભક્તિનો અર્થ, સર્વ પ્રકારનો અર્થ સાક્ષાત્ બ્રહ્મ છે. બ્રહ્મ ન્યાયથી અને સર્વ વેદાંતથી પ્રતિપાદિત થયેલું છે, અને સર્વ ધર્મથી યુક્ત છે. બ્રહ્મનું માહાત્મ્ય જાણી શકાય તેમ નથી, અને એ બધી જ રીતે સમર્થ છે. એવા બ્રહ્મનું માહાત્મ્ય જ્ઞાન થયા પછી તે સ્વરૂપને વિષે સુદૃઢ અને બધાથી અધિક એવો સ્નેહ-ભક્તિ-પ્રાપ્તિ થાય છે અને તે વડે, બીજાથી નહીં, મુક્તિ થઅય છે. શ્રવણ, મનન, નિદિધ્યાસનરૂપી અંતરંગ, શમદમ વગેરે બહિરંગ સાધન વડે ચિત્તની શુદ્ધિ થતાં પોતાની મેળે જ પ્રકટ થનારા સ્વપ્રકાશ સ્વરૂપમાં સાયુજ્યરૂપ એવા પરમ પુરુષાર્થની સિદ્ધિ થાય છે એમ વૈદિકશાસ્ત્રનો સિદ્ધાંત છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્રિસ લક્ષણ

### ઉનીસમો લક્ષણ - અતિથી વૈષ્ણવની ટહલ કરવી.

અબ ઉનીસમો લક્ષણ કહેત હે: - ફિર ઉન વૈષ્ણવનકોં અપને ઘર પધરાય લાવનોં. જો શ્રીઠાકોરજીકે દર્શન કરાવનો. ફિરિ ઉનકો મહાપ્રસાદ લિવાવનો તા પાછે ઉનસો ભગવદ્વાર્તા કરની જો ઉનકે મુખતે ભગવદ્વાર્તા (ઉચ્ચાર) નિકસે સો અભિપ્રાય હૃદયમેં રાખનો. પરંતુ ભગવદીયસોં મિલનો. આલસ ન કરનો એસી રીતિ કરી ચાહીયે. ભગવદીય જહાં આયો સુનિયેં તહાં ઉનસો જાઈકે મિલનો. ૧૯

।। ઈતિશ્રી ઉનીસમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## આશ્રયકો પદ

### શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

શ્રીવલ્લભલાલ[૧] કરે સોઈ આછી

અપને જનપર કરે પ્રભુ જીવકી બુદ્ધિ કાચી ।। ૧ ।।

જો ઈનકો દૃઢ કરી પકરત હે, તાકો બુદ્ધિ ફલત હે આછી ।। ૨ ।।

વિઠ્ઠલ[૨] કહે શ્રીગોકુલપતિ[૩]મેં લગન લાગે સોઈ સાચી ।। ૩ ।।

(શ્રીવલ્લભલાલ[૧] અને શ્રીગોકુલપતિ[૩]- સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ માટે પ્રયોગ કરેલ છે. વિઠ્ઠલ[૨] - નિ.લી.ચતુર્થપીઠાધીશ્વર ગોસ્વામી શ્રીકન્હૈયા પ્રભુનું બીજું નામ છે. )

વર્ષ ૨ અંક ૫ ભાદરવા વદ ૧૧, ૨૦૬૪

# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીદાન-પરિવર્તિની એકાદશી વ્રત



દાન લીલાનો પદ રાગ બિલાવલ

તુમ નંદમેહેરકે લાલ મોહન જાન હૈ ।।
રાની જસુમતિ પ્રાન આધાર ।।
મોહન જાન હૈ ।। શ્રીગોવર્ધનકી શિખરતેં મોહન દીની ટેરા ।।
અંતરંગસો કહર હૈ સબ ગ્વાલિની રાખૌ ઘેર ।। નાગરી દાન દૈ ।। ૧ ।।
ગ્વાલિન રોકી ના રહેં ગ્વાલ રહે પચહાર ।।
અહો ગિરિધારી દૌરિયો સો કહ્યો ન માનત ગ્વાર ।। ૨ ।।